।। શ્રીગોકુલેશો જયતિ ।।

# શરણાગતિ

## એક સમજ



અવસર ભાદરવા સુદ ૧૫, ૨૦૬૫

गोकुलस्य तु यो गोप्ता पुष्टिसुपथरक्षिता ।
जनिता तुर्यवंशस्य गोकुलेशं नमामि तम् ।।
श्रीगोकुलपतेर्नित्यं शुभदमास्पदं महत् ।
श्रीवाल्लभमते निष्ठं तुर्यपीठं वयं नुमः ।।

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# -: શરણાગતિ - પ્રપત્તિમાર્ગ :-

રટ લાગી શ્રીગોકુલેશની, હવે શરણનો છે સ્વીકાર;
શ્રીરાય ચરણ થકી, સર્વ કાર્યનો છે આધાર. ૧
એક નામ શ્રીગોકુલેશનું, રાખે શ્રીચરણ સદા નિર્ધાર;
જેના ચરણશરણ થકી, ભક્તિ પ્રાપ્ત છે, અપાર. ૨

અત્રે ઉપસ્થીત અનેક સેવક-વૈષ્ણવોમાંથી અનેકોએ વૈષ્ણવી દીક્ષા પ્રાપ્ત કરી છે. અને તે સર્વે સેવકોને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવપણું પ્રાપ્ત થયું. આપણા પુષ્ટિમાર્ગની પ્રવેશિક દીક્ષા એટલે કે નામ-સ્મરણ દીક્ષા (શરણમંત્ર દીક્ષા-અષ્ટાક્ષર મંત્ર દીક્ષા) પ્રાપ્ત થતાંજ માર્ગમાં નામ-સ્મરણનો અધિકાર પ્રાપ્ત થયો. પણ ઘણાં ખરાને અમૂક સૂચક પ્રશ્નો થતાં હશે કે અમે નામ દીક્ષા શ્રીગુરુદેવએ કૃપા કરીને પ્રદાન કરી. પણ અમારું કર્તવ્ય કેટલું? અમે આગળ કેટલું વધી શકીએ? શું આપણા માર્ગમાં અન્ય વૈષ્ણવોની જેમ અમારે પણ સેવા કરવી? જો સેવા ન કરવી હોય તો પછી અમારું કર્તવ્ય શું છે? શું અમારે કેવળ જે દીક્ષા સંપૂટમાં સંગે પધરાવેલ નમોઽસ્તુ પુસ્તકમાંથીજ પાઠ કરવાં, કે તેથી આગળ પણ વધવું? અમારે શું કરવું? અને શરણાગતિ વિશે વધું માહિતી પ્રાપ્ત કરવાં શું કરવું?

આવા અનેક પ્રશ્નો આપણામાંથી ઘણાંઓને થતાં હશે. ચાલો! આપણે થોડોક આ વિષય શરણાગતિ-પ્રપત્તિમાર્ગ વિશે સમજવાનો પ્રયાસ કરીએ. સર્વ પ્રથમ શરણ શું છે, તે વિષે આપણે સમજવાનો પ્રયાસ કરીએ - ગુરુ-શિષ્ય સંવાદ સ્વરૂપે.........

## શરણ

**શિષ્ય** :- ગુરુદેવ! જેમ લૌકિકમાં આપણે પોતાની લાયકાત પ્રમાણે વ્યવસાયમાં પગાર, ઓહદો પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે આપણાપોતાની લાયકાત પ્રમાણે વ્યવસાયમાં પગાર, ઓહદો પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે આપણા માર્ગમાં પણ અધિકારીના ભેદથી ભક્તિના ભેદ છે, પણ મનમાં એક શંકા-પ્રશ્ન થાય છે, *કે શાસ્ત્રમાં અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ મળે છે, અને આપણા શ્રીમદ્ ભાગવતજીમાં પણ અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ પ્રાપ્ત થાય છે. તો આ અનેક પ્રકારની ભક્તિમાંથી આપણા સંપ્રદાયની પુષ્ટિભક્તિ સિદ્ધ થવા માટે પ્રથમ શરણમંત્રનો ઉપદેશ લેવાની આપશ્રીએ આવશ્યકતા બતાવી તે **શરણનું** સ્વરૂપ શું છે?* તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- શરણ એટલે કોઈપણ પ્રકારનું દુઃખ અથવા ભય કોઈપણ પુરુષ ઉપર ઉપસ્થિત થાય ત્યારે તે દૂર કરવા માટે પોતાથી વધારે સમર્થ પુરુષની પાસે જવું અર્થાત્ તેની રક્ષા હેઠળ રહેવું-જવું. જેમકે કોઈના ઘરે ચોરી થઈ હોય તો તે વખતે ઘરધણી પોલિસને જાણ કરી તે દ્વારા પોલિસની શરણે જાય છે. તેમજ કોઈ સાધારણ વેપારી પોતાના દ્રવ્યની ખેંચને લીધે બહું દુઃખી થતો હોય તે વખતે તે પોતાથી કોઈ પૈસાદાર મોટા શેઠિયાની શરણે જાય છે, ત્યારે તે પૈસાદાર તેને જોઈતા પૈસા આપી તેનું દુઃખ દૂર કરે છે. આ પ્રમાણે કોઈ પુરુષ રોગગ્રસ્ત થવાથી પોતાનું દુઃખ દૂર કરવા માટે કોઈ સારા તબિબ-ચિકિત્સક-વૈદ્યની શરણે જાય છે, ત્યારે તે તબિબ-ચિકિત્સક-વૈદ્ય ઔષધાદિકથી તેનું દુઃખ દૂર કરે છે. આ પ્રમાણે આ લોકમાં દરેક માણસ પોતાના દુઃખના સમયમાં તેને દૂર કરવા માટે દુઃખ દૂર કરનારના શરણે જાય છે. અને જે જેની શરણે ગયો હોય તે તેનું દુઃખ મટાડે છે. એ સર્વના અનુભવની બાબત છે. આ ઉપરથી વિચાર કરીશું તો જણાશે કે લોકમાં ચાર પ્રકારનાં મુખ્ય સુખ છે. તેમાં શરીર-સંપત્તિ, એ

પ્રથમ સુખ, કારણકે એ વિના બીજા તમામ સુખ સુખરૂપે ભાસતાં નથી. બીજું સુખ દ્રવ્યની પૂર્ણતાનું છે. દ્રવ્યથી આ લોકનાં ઈચ્છિત સર્વ પદાર્થો સિદ્ધ થઇ શકે છે, તેમજ પરલોકનું સ્વર્ગાદિક સુખ સંપાદન કરવું હોય તો તે પણ દ્રવ્યથી જ્યોતિષ્ટોમ્ વગેરે યજ્ઞ દ્વારા થઇ શકે છે. ત્રીજું સુખ સ્ત્રીનું છે કેમકે દેહ સારો હોય, દ્રવ્ય પણ હોય, છતાં જો સ્ત્રી સુશીલા રૂપવતી ચતુર ન હોય તો દેહ તથા દ્રવ્ય પણ સુખ આપનાર થતાં નથી. અને એ ત્રણે સુખ બરાબર પ્રાપ્ત થયેલ હોય છતાં પુત્ર-પૌત્રાદિક સંપત્તિ ન હોય તો યે જીવને તે સંબંધિ દુ:ખ માલુમ પડે છે, તેથી ચોથું સુખ પુત્ર-પૌત્રાદિક સંપત્તિ છે. આમ આ લોકમાં ચાર પ્રકારના સુખ મુખ્ય માનેલાં છે. તે સિવાયના જેટલા સુખ લોકમાં ગણાય છે, તે તમામ આ ચાર સુખથી પ્રાપ્ત થાય તેવાં હોવાથી તેનો આ ચાર સુખમાં જ અંતર્ભાવ થઇ જાય છે.

હવે આપણે વિચાર કરિએ તો ઉપર લખેલા ચારે સુખ એક માણઅને મોટે ભાગે જોવામાં આવતાં નથી, તે છતાં કદાચિત્ પૂર્વજન્મના પૂર્ણ પુણ્યથી એક માણસને એ ચારે સુખ પ્રાપ્ત થાય, જેનકે એક ચક્રવર્તી રાજા હોય તો તેને દ્રવ્યની પરિપર્બ્ણતામાં તો કહેવું જ શું ? વળી તે પુરુષની શરીરસંપત્તિ પણ સારી હોય, સ્ત્રીસુખ પણ પૂર્ણ હોય, પુત્ર-પૌત્રાદિ પણ હોય, આવી રીતે માનો કે એક પુરુષને ચારે સુખ પ્રાપ્ત થયાં હોવા છતાં મરણનું દુ:ખ એવું તો ભારી છે કે એ ચારે સુખને અહીંના અહીં છોડીને બલાત્કારથી મરણના શરણે જવું પડે છે. એ વાત પામરથી લઇને જ્ઞાની પર્યંત સર્વના જાણવામાં છે. તેમ શાસ્ત્રનો પણ એવો નિશ્ચય છે કે, જેનો જન્મ તેનું મરણ અને જેનું મરણ તેનો પાછો જન્મ. જેમકે શ્રીમદ્ ગીતા અધ્યાય બીજામાં કહ્યું છે કે :- ઉત્પન્ન થયેલાનું મરણ નિશ્ચિત છે અને મરણ પામનારનું જન્મ નિશ્ચિત છે. તેથી દુ:ખોનો વિચાર કરતાં સર્વથી અધિક અને કોઇ પણ ઉપાયથી ન ટળી શકે તેવું જન્મ-મરણનું દુ:ખ છે કે જે દુ:ખ ચક્રવર્તિ રાજાથી રંક સૂધી તમામને સમાન હોવાથી લોકમાં કોઈની પણ શરણે જવાથી મટી શકે તેમ નથી. કદાચિત્ બ્રહ્માદિ તથા ઈન્દ્રાદિ દેવતાઓની શરણે જઇ જન્મ-મરણથી થતું દુ:ખ મટાડવાનો વિચાર કરીએ તો તેઓની ઉપર પણ એ દુ:ખ તો રહેલું જ છે. જેમકે પદ્મપુરાણમાં કહ્યું છે કે :- બ્રહ્માનાં સો વર્ષ તે એક શિવનો એક દિવસ કહેવાય છે. શિવના સો વર્ષ તે વિષ્ણુનું એક નિમેષ એમ ઋષિઓ જાણે છે. અર્થાત્ બ્રહ્મા વગેરે સર્વ દેવતાઓને પણ કાલગ્રસ્ત કહેલા છે એટલે કાલે કરીને સર્વ દેવતા ઉપર પણ તે દુ:ખ પ્રાપ્ત થાય છે, તે દુ:ખ આપણને શા કારણથી પ્રાપ્ત થયેલું છે એ ઉપર વિચાર કરતાં સમજવાનું છે કે હું અનેક થાઉ, ઉચ્ચ થાઉ, નીચ થાઉ, એવી બ્રહ્મે ભાવના કરી ત્યારે તેની ઈચ્છા માત્રથી બ્રહ્મમાંથી જ જેમ અગ્નિમાંથી તણખા નિકળે છે તેમ અણુપરિમાણવાલા અસંખ્ય જીવોનું સૃષ્ટિના પ્રારંભમાં નિર્ગમન થાય છે અને પછીથી સ્વરૂપભોગ તેમજ જીવભોગ કરવાની એ બ્રહ્મની ઈચ્છા થતાં જીવોમાં આનન્દાંશ તિરોહિત થાય છે અને તેમ થતાં પ્રભુના ઐશ્વર્યાદિ ૬ (છ) ધર્મો પણ તેમાં તિરોભૂત થાય છે. ઐશ્વર્યના તિરોધાન થવાથી દીનપણું, પરાધીનપણું, વીર્યના તિરોભાવથી સર્વ દુ:ખ સહન, યશના તિરોભાવથી સર્વ હીનત્વ, શ્રીના તિરોભાવથી સર્વ આપત્તિઓનું વિષયપણું, જ્ઞાનના તિરોભાવથી દેહાદિમાં હું પણું, તેમજ અપરમારના રોગીને જેમ ઉલટું જ્ઞાન તેમ ઉલટી સમજણ, અને વૈરાગ્યના તિરોભાવથી લૌકિક વિષયોમાં આસક્તિ, આ સઘળું ઐશ્વર્યાદિ ભગવદ્ધર્મોના તિરોભાવથી જીવમાં ઉદ્ભવે છે. તેમાં પ્રથમ ચારના તિરોધાનથી જીવને બંધ અને છેલ્લા બે વડે વિપર્યય થયો. બંધ એ જીવાવસ્થામાં જ સમજવાનો છે. બ્રહ્મ સ્વરૂપમાં સર્વથા નહીં જ. આ વિષય परमाभिघ्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविषर्ययौ વ્યાસસૂત્ર (૩-૩-૫)માં વર્ણવેલો છે.

**ગુરુદેવ :-** તે પ્રમાણે જીવોમાંથી ભગવદ્ધર્મો તિરોહિત થયા ત્યારથી જીવો અહંતા-મમતાત્મક અવિદ્યાનાં કાર્યરૂપ સંસારમાં બંધાઇ રહેલા છે. અને જન્મ મરણનાં દુ:ખો ભોગવે છે તેમાંથી છૂટવાના અનેક યત્ન કરે છે, છતાં ખરો રસ્તો ન મળવાથી છૂટી શકતો નથી. પરંતુ ઉલટો લૌકિક-વૈદિક સુખ-દુ:ખમાં બંધાઇ રહે છે. તે જન્મ-મરણનું દુ:ખ કયા ઉપાયથી મટે ?

એ વિષે વિચાર કરતાં અવિદ્યાના સંબંધથી એ દુ:ખ મટે એવો નિશ્ચય થાય છે. અવિદ્યાનો સંબંધ કેમ છૂટે ? એવો વિચાર કરતાં અવિદ્યા માયાને કરેલી હોવાથી જે માયાને દૂર કરી શકે તેની શરણે જવાથી અવિદ્યા પણ દૂર થઇ શકે તે માટે શ્રીગીતા અધ્યાય ૭ શ્લોક ૧૪માં લખ્યું છે કે : मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।

**અર્થ** :- (શ્રીકૃષ્ણ અર્જુનને આજ્ઞા કરે છે કે) જે જીવો મારી શરણે આવે છે તેઓ મારી માયાને તરે છે. એમ શ્રીકૃષ્ણ ભગવાને પોતાની શરણાગતિજ માયા તરવાનો ઉપાય કહેલ છે. બીજા કોઇ દેવની શરણે ગયે માયા તરી શકાતી નથી એમ બતાવવા માટે मामेव એમ એવકાર કહ્યો છે. છેવટે પણ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। **સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને એકને શરણે પ્રાપ્ત થા.**

એમ કહી પોતાની શરણે આવવાનોજ ઉપદેશ કર્યો છે-અર્થાત્ શ્રીગીતાજીના પ્રારંભમાં शाधी मां त्वां प्रपन्नम् **હું આપની શરણે પ્રાપ્ત થયો છું**, માટે મને ઉપદેશ કરો, એમ અર્જુને શ્રીકૃષ્ણની શરણે આવી સંદેહ મટાડવા માટે પ્રાર્થના કરી હતી; તેમાં સાંખ્ય, યોગ, કર્મ, જ્ઞાન, અને ભક્તિ એ સર્વમાં જે જે અર્જુનને સંદેહો હતા, તે તે દૂર કરીને છેવટે ભગવાને આજ્ઞા કરી છે કે :- હે અર્જુન ! મારા અત્યંત ગોપનીય શ્રેષ્ઠ વચનને ફરીથી તું સાંભળ. કારણકે તુ મને અત્યંત પ્રિય છો. તેથી મારા કલ્યાણની વાત હું કહું છું. કે તું મારામાં મન રાખનારો, મારી ભક્તિ કરનારો, મારું યજન કરનારો અને મને નમસ્કાર કરનારો થા. અને તેમ કરવાથી તું મનેજ પ્રાપ્ત થઇશ એમ હું સત્ય પ્રતિજ્ઞાથી કહું છું. કારણકે તું મને પ્રિય છે.

એમ બે શ્લોકો કહી તેમાં પોતાની શરણે આવવારૂપ सर्वधर्मान् परित्यज्य એ શ્લોક કહ્યો છે તેથી શ્રીગીતાજીનો ઉપક્રમોપસંહાર જોતા શ્રીકૃષ્ણની શરણે જવાનો જ અભિપ્રાય સિદ્ધ થાય છે.

જીવ શ્રીકૃષ્ણની શરણે જવાથી સર્વ દુ:ખના કારણરૂપ અવિદ્યાને ઉત્પન્ન કરનાર માયાને તરીને જન્મ-મરણથી નિવૃત્તિરૂપ અપુનર્ભવ-મોક્ષ-પ્રાપ્ત કરી પરમાનંદનો અનુભવ કરે છે, એમ વેદ, ગીતા, શ્રીમદ્ભાગવતાદિ પુરાણો ડિંડિમ ઘોષથી પુકારે છે. જેમકે શ્વેતાશ્વતરોપનિષદ્ અધ્યાય ૬, મંત્ર ૧૮માં કહ્યું છે કે :- જે પરમાત્મા પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે, અને જે ઇશ્વર બ્રહ્માને વેદોનો ઉપદેશ કરે છે તે આત્મા અને બુદ્ધિને પ્રકાશ કરનાર દેવને મોક્ષની ઇચ્છા રાખનાર હું - સ્થૂલસૂક્ષ્મદેહવિશિષ્ટ જીવાત્મા-શરણે પ્રાપ્ત થાઉં છું.

એમજ ગોપાલતાપની ઉપનિષદ્માં પણ નીચે પ્રમાણે શ્રુતિ કહે છે કે :- જે પરમાત્મા બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને જે શ્રીકૃષ્ણ બ્રહ્માને વિદ્યાનો ઉપદેશ કરી તેની વિદ્યાની રક્ષા કરે છે તે આત્માની વૃત્તિનો પ્રકાશ કરનાર પરમેશ્વર શ્રીકૃષ્ણને મોક્ષની ઇચ્છા રાખનારો પુરુષ શરણે પ્રાપ્ત થાય. તેજ રીતે શ્રીગીતાજીના અધ્યાય ૭ શ્લોક ૧૪માં લખ્યું છે કે :- જેને પાર કરવી ઘણી મુશ્કેલ છે એવી, ગુણવાળી, દૈવી, આ મારી માયા છે, માટે મને જ જેઓ શરણે આવે છે તેઓ આ મારી માયાને તરે છે. ૧૪

તેમજ અધ્યાય ૯, શ્લોક ૩૨માં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ઉપદેશ કરે છે કે :- હે પાર્થ! જે કોઇ પણ પાપયોનિવાળાઓ સ્ત્રીયો, વૈશ્યો, અને શૂદ્રો પણ મારો જ આશ્રય કરીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે.

વળી શ્રીભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૫ શ્લોક ૪૧માં લખવામાં આવ્યું છે કે :- હે રાજા ! જે મનુષ્ય સર્વ રીતે સર્વ કર્તવ્યોનો ત્યાગ કરી દઇને શરણાગતરક્ષક ભગવાન્ મુકુન્દને શરણ જાય છે, તે દેવતા, ઋષિ, ભૂત, આપ્તજન, પિતૃગણ એમાંથી કોઇનો ઋણી તેમજ કિંકર રહેતો નથી.

તેથીજ શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૨માંના શ્લોક ૧૪-૧૫માં લખ્યું છે કે :- તેથી હે ઉદ્ધવ! તુ વિધિ, નિષેધ, પ્રવૃત્ત, નિવૃત્ત કર્મ, સાંભળેલું સાંભળવાનું, આ બધું છોડી દઈને સર્વાત્મભાવથી સર્વ પ્રાણીઓના આત્મારૂપ એવા અદ્વિતીય મારેજ શરણે આવ. તેમ કરવાથી તુ નિશ્ચય નિર્ભયપણાને પ્રાપ્ત થઈશ.

એમજ વિષ્ણુપુરાણના અંશ ૯માંના પ્રથમ અધ્યાયના શ્લોક ૫૮માં કહ્યું છે કે :- ત્યાં સુધી પીડા, તૃષ્ણા, મોહ, તેમજ વિષયસુખરૂપ દુ:ખ છે કે જ્યાં સુધી જીવ સમસ્ત પાપોથી મુકાવનાર આપને પરમાત્માને) શરણે પ્રાપ્ત થતો નથી.

*આપણે શરણના વિશે સમજ્યાં. અને આપણા માર્ગમાં શરણ પ્રાપ્ત કરવું તે એક મુખ્ય વિષય છે. હવે આ શરણને સમજ્યાં અને આ માર્ગમાં શ્રીગુરૂદેવ દ્વારા આપણે શરણમાર્ગીય દીક્ષા એટલે કે નામ-દીક્ષા એટલે કે અષ્ટાક્ષર મન્ત્ર-દીક્ષા પ્રાપ્ત કરી. તો આ અષ્ટાક્ષર-મન્ત્ર શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કર્યો હશે? કે પછી આપણાં શાસ્ત્રોને તે પ્રમાણિત કરે છે? આવું કુ-વિચાર ક્યારેક કોઇકના મનમાં આવે. તો શું આવો પ્રશ્ન કોઇકના મનમાં થયો તો પછી તેનું સમાધાન શું હોઇ શકે? ચાલો, આપણે થોડોક વિચાર કરીએ, સમજવાનો પ્રયાસ કરીએ.*

## અષ્ટાક્ષરમન્ત્ર વેદસિદ્ધ છે

શિષ્ય :- ગુરુદેવ ! મને એક મનમાં પ્રશ્ન થાય છે કે આપશ્રીએ શ્રીકૃષ્ણની શરણે જવાની આવશ્યક્તા વેદાદિના પ્રમાણો બતાવીને સિદ્ધ કરી તે સમજાયું છે, પણ શું આપણા સંપ્રદાયમાં શરણમન્ત્રના નામથી અષ્ટાક્ષર મન્ત્રનો ઉપદેશ અપાય છે તે મન્ત્ર વૈદિક છે કે અવૈદિક ?

ગુરુદેવ :- હે શિષ્ય! તારી શંકા યોગ્ય પણ છે. પણ આ શંકાનું સમાધાન તો આપના શાસ્ત્રમાં પ્રાપ્ત થાય છે. તેથી સમજ. આપણા સંપ્રદાયમાં શરણમન્ત્રના નામથી જે અષ્ટાક્ષર મન્ત્રનો ઉપદેશ થાય છે તે વૈદિક છે.

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै विद्यास्तस्मै गोपायति कृष्णः ।।

यस्तं देवमात्मवृत्तिप्रकाशं मुमुक्षुर्वै शरणमनुव्रजेत् ।।

એ શ્રુતિમાં શ્રીકૃષ્ણની શરણે જવાનું કહેલું છે અને પૂર્વતાપિનીના પ્રારંભમાંજ कृष्णो वै परमं दैवताम्

શ્રીકૃષ્ણજ પરમદૈવત છે, એમ શ્રીકૃષ્ણનું પરબ્રહ્મપણું જણાવી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની જ શરણે જવાની આવશ્યકતા બતાવી છે. આપણા અંત:કરણમાં શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) મારા રક્ષક છે, એવું અનુસંધાન કરવું તેનું નામ શરણ ભાવના છે. તે પ્રમાણે અનુસંધાન કરવામાં શ્રીકૃષ્ણપદની પ્રથમા વિભક્તિનું એક વચન श्रीकृष्णः એમ પ્રાપ્ત થાય છે અને તે સર્વ પ્રકારે મારા રક્ષક છે એવા અનુસંધાનમાં शरण પદ. અને તે પદ શ્રીકૃષ્ણનું વિશેષણ હોવાને લીધે પ્રથમાવિભક્તિના એક વચનમાં આવવું જોઈએ એટલે श्रीकृष्णः शरणं એ બે પદ સિદ્ધ થયાં. તેનો અર્થ **શ્રીકૃષ્ણ રક્ષક છે**, એટલો થાય છે અને અહિ તો શ્રીકૃષ્ણ મારા રક્ષક છે એવું અનુસંધાન કરવાનું શ્રુતિ ઉપદેશે છે તેથી પોતાને કેહેનાર અસ્મદ્ શબ્દની ષષ્ઠી વિભક્તિનું એક વચન मम પદ અવશ્ય આવવું જોઈએ એટલે श्रीकृष्णः शरणं मम એવું મન્ત્રનું સ્વરૂપ થયું. જોકે શ્રુતિમાં અસ્મદ શબ્દને કહેનાર કોઈ પદ નથી તો પણ अनुव्रजेत् એ ક્રિયાપદ વિધિલિંગનું હોવાથી શ્રીગોકુલેશની શરણે જવાનો વિધિ સર્વને માટે બતાવેલો છે. તેથી સર્વ મનુષ્યો પોતાના અંત:કરણમાં શ્રીગોકુલેશના શરણનું અનુસંધાન કરે ત્યારે શ્રીગોકુલેશ મારા રક્ષક છે એમ અનુસંધાન થાય તેમાં **મારા** એમ કહેનાર અસ્મદ્ શબ્દની ષષ્ઠી વિષક્તિનું मम સ્વત: આવી જાય છે.

તેજ અભિપ્રાયને શ્વેતાશ્વતર ઉપનિષદ્ના છટ્ઠા અધ્યાયની ૧૮મી શ્રુતિમાં કહેલ છે કે :-

।। શ્રીગોકુલેશો જયતિ ।।

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।

तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ।।

આ શ્રુતિમાં અસ્મદ્ શબ્દની પ્રથમા વિષક્તિ अहं પદનો પ્રયોગ સ્પષ્ટ કરેલો છે. અહિં એટલું સમજવાનું છે કે શ્રીકૃષ્ણ જ્યાં પ્રત્યક્ષ હોય ત્યાં હુ તમારી શરણે પ્રાપ્ત થાઉં છું એમ કહેવાનો, અને જ્યાં પરોક્ષ હોય ત્યાં હું તેની શરને પ્રાપ્ત થાઉં છું એમ કહેવાનો નિયમ છે તે નિયમાનુસાર અહિ બન્ને શ્રુતિમાં तद् શબ્દનો પ્રયોગ કરેલો હોવાથી પરોક્ષતા માનેલી જણાય છે. શ્રીગોકુલેશની પરોક્ષતા માનીને **હું તેમની શરણે પ્રાપ્ત થાઉં છું**, એવું અનુસંધાન કરવા કરતાં **શ્રીકૃષ્ણ સર્વ પ્રકારે મારા રક્ષક છે**, એવા પ્રકારના અનુસંધાનમાં સ્વારસ્ય વિશેષ છે. તેથી श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં વિભક્તિનું વિપરિણામ કરી શ્રુતિમાં કહેલા अहं પદને બદલે मम પદ મુકવામાં આવ્યું છે.

શિષ્ય :- ગુરુદેવ! હજું મનમાં એક પ્રશ્ન થાય છે કે શ્વેતાશ્વતર શ્રુતિમાં शरणमहं प्रपद्ये એમ લખેલું છે અને ગોપાલપૂર્વતાપિની ઉપનિષદ્માં शरणमनुव्रजेत् એમ લખેલું છે. એટલેકે બન્ને શ્રુતિમાં શરણે જનાર પ્રથમા વિભક્તિના એક વચનમાં છે અને જેની શરણે જવાનું છે તે દ્વિતીયા વિભક્તિના એકવચનમાં છે, તેને બદલીને શરણે જનારનું ષષ્ઠી વિભક્તિનું એક વચન અને જેની શરણે જાય છે તેને પ્રતમા વિભક્તિનું એક વચન श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં કરવામાં આવેલું છે, એટલે એ મન્ત્રને શ્રુતિસિદ્ધ શી રીતે કહી શકાય?

ગુરુદેવ :- વાત તારી સાચી. પણ સમજ. વિભક્તિનો વિપરિણામ કરવાથી મન્ત્રનું વૈદિકત્વ મટીને અવૈદિકત્વ પ્રાપ્ત થતું નથી, કેમકે પૂર્વમીમાંસાકાર જૈમિની ઋષિએ પણ પૂર્વમીમાંસાના ૯માં અધ્યાયના પ્રથમ પાદમાં વિકૃતિમાં ઊહ (પ્રસ્તુત કાર્યની સિદ્ધિ માટે પદ અથવા પદના એક ભાગનો ઉમેરો કરવો તેનું નામ ઊહ છે) કરવાનું અધિકરણ છે તેમાં अग्रये जुष्टं निर्वपामि એમ શ્રુતિમાં લખ્યુ છે કે તેને બદલે सूर्याय जुष्टं निर्वपामि એવો ઊહ કરે તો પણ તેમાં દોષ નથી અને તે વૈદિક જ ગણાય એમ સિદ્ધ કરેલું છે. અર્થાત્ શ્રુતિમાં અગ્નિને માટે જુષ્ટનો નિર્વાપ કહ્યો એટલે જુષ્ટે કરીને નિર્વાપ કરવાનું કહ્યું છે તે ઉપલક્ષણના પ્રકારથી કહ્યું છે; માટે સૂર્યાદિકને વાસ્તે પણ નિર્વાપે કરીને જુષ્ટ કરવાનું શ્રુતિજ સૂચન કરે છે તેથી શ્રૌત છે. જેમ ઊહમાં અગ્નિને બદલે સૂર્ય લેવામાં પણ શ્રૌતપણું જતું નથી, એમ અહિં શરણમન્ઁમાં વિભક્તિનો વિપરિણામ કરવાથી શ્રૌતત્વ મટી જતું નથી. તેવીજ રીતે પૂર્વમીમાંસાના ૯માં અધ્યાયના ૪૧માં સૂત્ર કહેલ છે કે विकारस्तत्प्रधाने स्यात् તેના પ્રધાન પદમાં વિકાર થાય છે, એ સૂત્રના વ્યાખ્યાનમાં अयं यजमान आयुराशास्ते આ યજમાન આયૂષને ઇચ્છે છે, આ ફલને પ્રકાશ કરનાર મન્ત્રમાં सत्रिणामेते यजमाना आशास्ते સત્રિયોના મધ્યમાં આ યજમાનો આશા રાખે છે, આમાં यजमान શબ્દને પ્રથમા વિભક્તિના બહુવચનમાં મૂકેલો છે, અને ક્રિયાપદને પણ બહુવચનમાં મુકવામાં આવ્યું છે. મતલબ કે પૂર્વ શ્રુતિમાં यजमान અને आशास्ते એ જે એક વચનના પ્રયોગો લખવામાં આવ્યાં છે તેનો વિપરિણામ કરી પ્રધાન પદ-કર્તા પદની ક્રિયાનું બહુવચન કરી દેખાડાવ્યું છે. એટલે ઉપર પ્રમાણે વિભક્તિ વિપરિણામ કરવાનો અભિપ્રાય સૂચિત કર્યો છે. ત્યાં શ્રુતિમાં જે વિભક્તિ હોય તેને બદલે મન્ત્રમાં બીજી વિભક્તિનો ઊહ કરવો એમ સ્વીકારેલ છે. તે ઊહ વિપરિણામજ કહેવાય છે. વિપરિણામ શબ્દનો અર્થ નીચે પ્રમાણે સુપ્રસિદ્ધ છે.

प्रतीयमानेऽर्थे तात्पर्यनिर्वाहाय पदैकदेशान्यथाकल्पनं विपरिणामः

પ્રતીયમાન અર્થમાં તાત્પર્યની સિદ્ધિ માટે પદના એક ભાગનું અન્યથાકલ્પન કરવું તેનું નામ વિપરિણામ.

આ વિપરિણામના લક્ષણાનુસાર अयं यजमानः એ મન્ત્રને બદલે एते यजमानाः એ પ્રમાણે વિપરિણામ કરવાનો અભિપ્રાય જૈમિની ઋષિએ સૂચવેલો છે. માટે ઉપર કહેલી ગોપાલતાપિનીય તથા શ્વેતાશ્વતરીય બન્ને શ્રુતિમાં કહેલ શબ્દની વિભક્તિનો વિપરિણામ श्रीकृष्णः शरणं मम એ શરણમન્ત્રમાં કરેલો છે તે યુક્ત જ છે. તેથી વિપરિણામ કરવાથી તે મન્ત્રનું શ્રૌતપણું તદવસ્થજ રહે છે એ પણ શાસ્ત્ર-સિદ્ધ થયું.

*શ્રીમહાપ્રભુજી આપણા માર્ગમાં શાસ્ત્રોના ચાર આધાર સ્તંભમાંને પ્રમાણ માને છે. વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીભાગવત. આપણે આ અષ્ટાક્ષર મન્ત્રને વેદસિદ્ધ સમજ્યાં. હવે આપણે શ્રીગીતાજીમાં પણ શું આ શરણાગતિ પ્રાપ્ત થાય છે? ચાલો! આપણે હવે શરણાગતિ માટે ભગવાન શ્રીકૃષ્ણ શ્રીગીતાજીમાં શરણાગતિ માટે શું આજ્ઞા કરે છે, તે હવે આપણે સમજવાનો પ્રયાસ કરીએ.*

## શ્રીગીતાજીમાં અષ્ટાક્ષર મન્ત્ર-શરણાગતિ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ તો અષ્ટાક્ષર મન્ત્રનું નિરૂપણ વેદસિદ્ધ છે, તે કૃપા કરીને જણાવ્યું. શું આપણો આ મહામન્ત્ર અન્ય કોઈ સ્થળે પ્રાપ્ત થાય છે?

**ગુરુદેવ** :- હા! આ મન્ત્ર (અષ્ટાક્ષર મન્ત્ર)નો ઉદ્ધાર શ્રીગીતાજીના ૧૮માં અધ્યાયની સમાપ્તિના શ્લોકથી પણ થયેલો છે.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।

तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ।।

यत्र - જે ઠેકાણે અર્થાત્ જે મન્ત્રમાં योगेश्वरः योगे-अन्वये-ईश्वरः-प्रधानः અન્વયમાં પ્રધાન પદ - શ્રીકૃષ્ણ છે અને यत्र જે ઠેકાણે पार्थो धनुर्धरः पार्थः रक्षणार्थक पा धात्वर्थद्योतको धनुर्धरः धरतीति धरं धनुः धरं यस्य असौ धनुर्धरः-शर इति यावत् । स च स्वप्रकृतिभूतात्शृधातोः ल्युव्येय रक्षणार्थको भवतीत्येतेन शरण-पदोद्धारोऽवसेयः। तथा च कृष्णः शरणं इत्येतावदुद्धृतं ज्ञेयम् । આ ઠેકાણે धनुर्धर શબ્દનો અર્થ એવો થાય છે કે ધનુષ જેને ધારણ કરે અર્થાત્ ધનુષ તીર-શરને ધારણ કરે છે. पार्थ શબ્દનો અર્થ રક્ષણરૂપ થાય છે. રક્ષણાર્થ ત્યારે સિદ્ધ થાય છે કે જ્યારે शर શબ્દની પ્રકૃતિ शृ ધાતુથી ल्युट् પ્રત્યય કરીને શરણ શબ્દ બનાવ્યો જાય તેથી शरणं આ શબ્દનો ઉદ્ધાર થયો તો कृष्णः शरणं એટલું સિદ્ધ થયું तत्र श्रीः અર્થાત્ ત્યાં श्री શબ્દ થાય એટલે તાત્પર્ય એ છે કે श्री શબ્દ શ્રીસ્વામિનીજીનો વાચક છે. આ ઉપરથી श्री શબ્દનું પ્રથમોપાદાન પ્રકૃતિસિદ્ધ છે. જેમ બ્રહ્મવૈવર્તપુરાણમાં શ્રીકૃષ્ણજન્મખંડ અધ્યાય ૫૨માં કહ્યું છે કે :- પ્રકૃતિ જગત્‌ની માં છે અને પુરુષ જગત્‌નો પિતા છે પરંતુ પિતા કરતાં માતા ત્રણે જગત્ (ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક)માં સોગણી મોટી છે; તેથી સ્વામિનીવાચક श्री શબ્દને અભ્યર્હિત થવા સારૂં દ્વંદ્વ સમાસમાં પૂર્વનિપાત થયા કરે છે; માટે અહિં પણ श्री શબ્દનો પ્રથમ પ્રયોગ કર્યો છે. તેથી श्रीकृष्णः शरणं આમ અર્ધો મન્ત્ર સિદ્ધ થયો. मम પદ અર્થાત્ પ્રાપ્ત થાય છે. એટલે શ્રીકૃષ્ણ કોનું શરણ? એટલે કહે છે કે મારૂં અર્થાત્ मम એ શબ્દ સિદ્ધ થયો તો श्रीकृष्णः शरणं मम એ મન્ત્ર સંપૂર્ણ રીતે यत्र योगेश्वरः આ ગીતા પદ્યમાંથી પ્રકટ થયો.

હવે ઉત્તરાર્ધનો અર્થ - જે માર્ગમાં श्रीकृष्णः शरणं मम આ મન્ત્રનો ઉપદેશ થાય છે તે માર્ગમાં विजयः भूतिः नीतिः मतिः ध्रुवाः જય, સમૃદ્ધિ, નીતિ, બુદ્ધિ ઈત્યાદિ સ્થિર થઈ રહે છે. આ કથનથી આ શ્લોકમાં અષ્ટાક્ષર મન્ત્રનું ગૌણ ફલ પણ કહ્યું છે.

श्रीकृष्णः शरणं मम આ મન્ત્ર ફલદાયક તેમન સર્વોદ્ધારક હોઈ સર્વોત્કૃષ્ટ છે. આ વાત નારદપંચાત્રાદિ ભાગવતશાસ્ત્રોમાં સારી રીતે વર્ણવી છે જેમકે :- અતીવ પરિશ્રમથી સાધી શકાય છતાં અનિત્ય ફલવાળા, ક્રિયામાં ક ઉચ્ચારમાં જરા ફરક પડી જાય તો ઉલટુંજ ફલ આપનારા અહન્તા મમતાત્મક સંસારના દુઃખ નેજ ફલનારા એવા યજ્ઞોથી શું? જ્યારે એક

હોવા છતાં સર્વ મન્ત્રના ફલનો દાતા, ઉલટું સુલટું બોલી જવાય તો પણ જેમાં દુર્ગતિ તો થતી જ નથી એવો श्रीकृष्णः शरणं मम આ અષ્ટાક્ષર મન્ત્ર સર્વથી શ્રેષ્ઠ છે.

श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં श्रीकृष्णः એટલો નામમન્ત્ર છે. અને शरणं मम એ શરણોપદેશ છે. તેથીજ આપણા સંપ્રદાયમાં નામ આપ્યું આ નામધારી છે એવી પ્રસિદ્ધિ છે. શ્રીકૃષ્ણનું નામ સર્વને સમાન હોવાથી તેનો ઉપદેશ લેવાનો સર્વને અધિકાર છે. અને નામને મન્ત્રપણું તો સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. प्रायश्चितमयूख માં સ્કંધપુરાણના પ્રભાસખંડમાં ભગવદ્વાક્ય છે કે :- સર્વ નામોમાં શ્રીકૃષ્ણનામ એ ઉત્તમ તપરૂપ છે. અને સમગ્ર પાપોથી મુકાવનારૂં ઉત્તમ પ્રાયશ્ચિતરૂપ છે.

તેથી ગૌતમીયતંત્રમાં कृष्णेति द्व्यक्षरो मन्त्रः એમ કહેલ છે. પદ્મપુરાણમાં પણ :- कृष्ण આ વૈષ્ણવ મન્ત્રને શ્રવણ કરીને પુરુષ પાપથી મુક્ત થઇ જાય છે. બ્રહ્મવૈવર્તપુરાણના શ્રીકૃષ્ણજન્મખંડમાં પણ કહેલ છે કે :- कृष्ण આ બે અક્ષરવાળા મારા મન્ત્રને તુ ગ્રહણ કર, જે, સર્વ મન્ત્રોના સારનો પણ ઉત્તમ સારરૂપ છે. કાશીખંડ અધ્યાય એકવીસમાં :- ચાલતાં, ઊભા રહેતાં, નિંદ્રા કરતાં, જાગતાં, શયન કરતાં તેમજ બેસતાં પુરષોએ नारायण નામ સદા જપ કરવા લાયક છે.

વગેરે પ્રમાણોથી કેવળ નામને પણ મન્ત્રપણું સિદ્ધ છે. અને ભગવદ્‌ભજનના જે અધિકારિ તે સર્વ નામમન્ત્રનો ઉપદેશ લેવાનો અધિકારિ છે એમ સ્પષ્ટ સમજાયું. ભગવદ્‌ભજનના અધિકારિ બધા છે એમ શ્રીભાગવત સ્કંધ ૭, અધ્યાય ૭માં પ્રહ્લાદજીએ દૈત્યના બાળકો પ્રતિ કહ્યું છે કે :- આપણની માફક દેવ, અસુર, મનુષ્ય, યક્ષ અથવા તો ગંધર્વ મુકુન્દના શ્રીચરણનું ભજન કરતાં કલ્યાણયુક્ત થાય છે. તેમજ શ્રીમદ્ ભાગવત ૧૧.૨.૨માં શ્રીશુકદેવજી કહે છે કે :- રાજન્! બ્રહ્મા વિગેરે દેવોને પણ ઉપાસના કરવા લાયક ભગવાનના શ્રીચરણારવિંદને સર્વ ઠેકાણેથી મરણના ભયવાળો એવો કોણ ઇન્દ્રિયવાળો પુરુષ હશે કે જે ન ભજે!

વગેરે પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઇન્દ્રિયવાળા સર્વ પ્રાણીઓ ભગવાનના ભજનના અધિકારી છે. તેજ સર્વ નામમન્ત્રના પણ અધિકારિ છે માટે તેમાં કંઇ શંકા કરવાનો અવકાશ રહેતો નથી.

ઉપર પ્રમાણે શરણમન્ત્રનો ઉપદેશ ગ્રહણ કરવાથી સર્વ (મુમુક્ષુ)ને આવશ્યક્તા છે એમ સિદ્ધ થયું. તે શરણમન્ત્રનો ઉપદેશ ગ્રહણ કરવાથી શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન અને દાસ્ય એ સાત પ્રકારની ભક્તિ કરવાનો અધિકાર જીવને પ્રાપ્ત થાય છે.

**શિષ્ય** :- ગુરુદેવ! મનમાં એક પ્રશ્ન થાય છે. આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો! આપશ્રીએ શરણનું સ્વરૂપ તથા શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યક્તા સિદ્ધ કરી. પરંતુ શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભક્તે શરણની ભાવના કેવી રીતે કરવી? તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરશો.

**ગુરુદેવ** :- શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભગવદ્‌ભક્તે આલોક તથા પરલોક સંબંધી યાવત્કાર્યોમાં શ્રીહરિનીજ શરણભાવના કરવી. તે એવી રીતે કે પોતાના કોઇ પણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય તો તેમાં, શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પહેલાં થયેલાં પાપોમાં, અને શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી પોતાના અજ્ઞાનથી કોઇ પ્રકારનું કંઇ પણ પાપ થઇ જાય તો તેમાં, તેમજ હવે પછી કોઇ પણ પ્રકારનું મારાથી પાપ ન થાય તે બાબતમાં શ્રીહરિનીજ શરણભાવના કરવી! શ્રીમહાપ્રભુજી આજ આજ્ઞા વિવેકધૈર્યાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ

**ઐહિકે પારલોકે ચ સર્વથા શરણં હરિઃ ।। ૯.૫ ।।**

**અશક્યે વા સુશક્યે વા સર્વથા શરણં હરિઃ ।। ૧૧ ।।**

આ લોક અને પરલોકમાં સર્વથા શ્રીહરિનુંજ શરણભાવના કરવી જોઇએ, અને અશક્ય હોય અથવા તો સહજતાથી શક્ય બને તેવા સર્વ પ્રકારે શ્રીહરિ શ્રીકૃષ્ણનું ભજન - શરણ સ્વિકારવું જોઇએ. સદા શ્રીહરિનીજ શરણભાવના કરવી - કે હે પ્રભો! હવે પછી કોઇ પણ પ્રકારની મારી પાપબુદ્ધિ ન થાય એવી શ્રીપ્રભુને વિજ્ઞપ્તિ કરવી. અને દેહ તથા ઇન્દ્રિયોથી કોઇ પણ પ્રકારના ભગવદ્ અપરાધરૂપ પાપ થાય જાય તો તેમાં, પોતાને રાજ્યસંબંધી, કુટુમ્બસંબંધી, જ્ઞાતિસંબંધી, ચૌરાદિક સંબંધી, અથવા તો ભગવદ્ અપરાધ સંબંધી એ પ્રકારોમાંથિ કોઇપણ પ્રકારનો ભય ઉપસ્થિત થાય તેમાં, ઐહિક (દેહ તથા ઇન્દ્રિય સંબંધી) તથા પારલૌકિક (ભગવદ્સંબંધી જે જે કામનાઓ આપણા મનમાં હોય તે) પૂર્ણ ન થાય ત્યાં, કોઇ ભગવદ્ભક્તનો દ્રોહ થઇ ગયો હોય તેનો પાછળથી પશ્ચાતાપ થાય કે મારાથી ભક્તનો અપરાધ થયો તે અપરાધ કોઇનાથિ પણ દૂર થઇ શકે તેમ ન હોવાથિ તે બાબતમાં પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. શ્રવણાદિરૂપ ભગવદ્ભક્તિમાં પોતાનું ચિત્ત લાગતું ન હોય ત્યારે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. કોઇ ભગવદ્ભક્ત પોતાનું અપમાન કરે ત્યારે પણ એવું અનુસંધાન કરવું કે કારણ વગર કોઇનો પણ અતિક્રમ કરવાનો ભગવદ્ભક્તનો સ્વભાવ હોતો નથી. તેથી મારામાં જ કંઇ દોષ હશે તેથી ભક્તે મારો અતિક્રમ કર્યો છે; એમ વિચારી ફરીથી ભક્ત પોતાનો અતિક્રમ કરે એવો દોષ પોતાનામાં પ્રાપ્ત ન થાય તે માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. તેમજ જે જે કાર્યો પોતાથી થઇ શકે તેવાં ના હોય અથવા સુખેથી કરી શકાય તેવાં હોય તે બધામાં શ્રીહરિની જ શરણભાવના કરવી. પોતાથી થઇ શકે તેવાં કાર્યોમાં પણ પોતે કર્યાનું અભિમાન કરીએ તો શરણધર્મ જતો રહે. માટે સુશક્ય કાર્યોમાં પણ **આ કાર્ય શ્રીહરિએ જ સિદ્ધ કરાવ્યું છે** એવી ભાવના કરવી. જો શ્રીહરિની ઇચ્છા ના હોત તો તેમાં વિઘ્ન થાત. વળી; લૌકિક તથા અલૌકિક કાર્યોમાં પોતાને એવું અભિમાન થાય કે આ કાર્ય મેં મારા પ્રયત્નથી કર્યું છે, તો તે આસુરાવેશ કહેવાય. તે આસુરાવેશની નિવૃત્તિ માટે પણ શ્રીહરિની શરણભાવના જ કર્તવ્ય છે. પોતાને પોષણ કરવા યોગ્ય સ્ત્રી, પુત્ર, સેવક વગેરેનું પોષણ તથા રક્ષણ હું કરું છું એવું પણ અભિમાન ન કરવું. પણ આ બધાનું પોષણ તથા રક્ષણ શ્રીહરિ જ કરે છે, એવી ભાવના કરવી. કોઇ વખતે સ્ત્રી, પુત્ર, દાસાદિ તથા શિષ્યો પોતાનો અતિક્રમ કરે ત્યારે પણ તેઓના ઉપર ક્રોધાદિક નહિં કરતાં શ્રીહરિની શરણભાવના જ કરવી. કારણકે ક્રોધાદિક કરવાથી પોતામાં આસુરાવેશ થવાનો સંભવ રહે છે. તેમ જ ગુરુ પોતાના શિષ્ય ઉપર ક્રોધ કરે તો તે શિષ્યનું અનિષ્ટ જ થાય. તો કોઇનું પણ અનિષ્ટ કરવું તે મહાપુરુષનો સ્વભાવ હોતો નથી; માટે તે બાબતમાં પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. દેહ, ઇન્દ્રિય, અને મન વગેરેમાં પણ પ્રાકૃતાંશ રહેલ છે. તેથી દેહ, ઇન્દ્રિય, મન વગેરેથી પ્રવૃત્તિ લૌકિક કાર્યોમાં જ થાય છે. તે બધામાંથી પ્રાકૃતાંશની નિવૃત્તિ થઇ મન વગેરે અલૌકિક થઇ જાય તે માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. અને અલૌકિક સર્વ પદાર્થની સંપત્તિ થવા માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. તાત્પર્ય કે શરણાગત જીવને લૌકિક-અલૌકિક સકળ કાર્યોમાં શ્રીહરિની શરણભાવના જ રક્ષણીય છે.

**શિષ્ય** :- ગુરુદેવ! શરણનું સ્વરૂપ, શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યક્તા અને શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભક્તે શરણની ભાવના કેવી રીતે કરવી, તે આપશ્રીએ સર્વ વિસ્તારથી કૃપા કરીને સમજાવ્યું, તે યથાર્થ છે. અને તે ઉપરથી મારા મનમાં એવો નિશ્ચય થયો છે કે શ્રીહરિને શરણે ગયા વગર આ મહાભયંકર સંસારના ભયથી મુક્ત થવાનો બીજો કોઇ પણ ઉપાય નથી. માટે શ્રીહરિને શરણે અવશ્ય જવું.

પણ ગુરુદેવ! આપણે શ્રીમહાપ્રભુજીના માર્ગ અમને જ્યારે શ્રીગુરુદેવ દ્વારા શરણમાર્ગની દીક્ષા પ્રાપ્ત થઇ છે, ત્યારે શું શ્રીમહાપ્રભુજીએ પણ શરણમાર્ગ વિશે કંઇક આજ્ઞા કરી છે? આપ કૃપા કરીને અમને સમજાવો.

*આપને શાસ્ત્રોના વચનોથી શરણમાર્ગને સમજ્યાં. હવે શ્રીમહાપ્રભુજીએ જે આજ્ઞા કરી છે, તે આપણે સમજવાનો પ્રયાસ કરીએ. શ્રીમહાપ્રભુજીએ ષોડશગ્રંથો પ્રકટ કર્યાં. વિવેકધૈર્યાશ્રયમાં શરણાગતિ સમજાવે છે. સાથેજ શ્રીમહાપ્રભુજીએ પંચશ્લોકીમાં પણ શરણાગત પામેલ*

*સેવક-વૈષ્ણવોએ કેવી રીતે જીવન જીવવું તે વિષે ઉલ્લેખ કર્યો છે. ચાલો! આપણે હવે શ્રીમહાપ્રભુજીએ જે આજ્ઞા કરી છે, તે પણ આપણે હવે જાણીએ.*

**શિષ્ય :-** ગુરુદેવ ! આપશ્રીએ શાસ્ત્રોમાં શરણાગતિમાં જે આજ્ઞા કરી છે, તે વિષે આપશ્રીએ કૃપાકરીને અમને સમજાવ્યું. આપ કૃપાકરીને અમને શ્રીમહાપ્રભુજીએ જે આજ્ઞા કરીછે, તે પણ અમને કહો, એવી અમારી વિનમ્ર વિનંતી છે.

**ગુરુદેવ :-** શ્રીમહાપ્રભુજી વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીભાગવતથી વિરુદ્ધ વચન ક્યારેય પણ કહ્યાં નથી. આપશ્રીના વચનામૃત તો સદૈવ શાસ્ત્રોના વચનો ઝલકે છે. આપશ્રીએ વિવેકધૈર્યાશ્રય ગ્રંથ પ્રકટ કરીને આપણને શરણાગત જીવે કેવી રીતે શ્રીપ્રભુનું આશ્રય પ્રાપ્ત કરવું, તે વિષે આપણે સમજીએ.

વિવેક - શ્રીહરિનું, એટલે શરણાગત જીવે વિવેક કેવો રાખવો જોઇએ ? સર્વં નિજેચ્છાતઃ કરિષ્યતિ. જે સર્વ કાંઇ ઘટિત થઇ રહ્યું છે, તે સર્વ શ્રીહરિની પોતાની ઇચ્છાએ ઘટિત થઇ રહ્યું છે.

ધૈર્ય - ત્રિદુઃખને સહન કરવું, સદા, સર્વદા, આજીવન. ત્રિદુઃખ એટલે આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક જે દુઃખ આવે, તે હસ્તામુખે સહન કરવું, આજીવન. કારણ ! સર્વ શ્રીહરિની પોતાની ઇચ્છાએ ઘટિત થઇ રહ્યું છે.

આશ્રય - આલૌક અને પરલોકમાં સર્વથા શ્રીહરિનું જ શરણ સ્વીકારવું.

વિવેક અને ધૈર્યને જો આપણે ન માનીએ તો સરણાગતિ સિદ્ધ થઇ નથી શકતી. અવિવેક અને અધૈર્ય આપણને માર્ગથી અલગ કરી શરણાગતિ ખોવાઈ જવા પર મજબૂર બની જવાય છે. શરણાગતિ તે ભક્તિનું અંગ છે, શરણાગતિ સાધન અવસ્થામાં તો આવશ્યક છે પણ ભક્તિ સિદ્ધ થવા પર અવિવેક અથવા અધૈર્ય ભક્તિના અંગરૂપ શરણાગતિ બાધક નહિં બને.

આ લોક-પરલોક અને ભક્તિ સમ્બન્ધી તેમજ શક્ય કે અશક્ય દરેક બાબતમાં ''એક માત્ર શ્રીકૃષ્ણ (એજ શ્રીગોકુલેશ) જ મારા સ્વામી છે'', એવી રીતે સર્વદા અને સર્વથા રાખવામાં આવતાં ભાવને પુષ્ટિભક્તિમાર્ગમાં શરણાગતિ/આશ્રય કહેવાય છે.

જીવ માત્ર પરબ્રહ્મ પરમાત્માનો અંશ હોવાથી સહજ દાસ છે. દાસ એવા જીવ માટે શ્રીપ્રભુની શરણાગતિ સ્વીકારવી એમાં જીવના સ્વરૂપની કૃતાર્થતા છે. જે જીવો વૈદિક ફળની પ્રાપ્તિની ઇચ્છા રાખે છે, તેમને આપણે મર્યાદા જીવો કહી શકીએ છીએ. પરંતુ જે જીવોને પ્રભુ સિવાય કોઇ પણ અન્ય ફળની કામના, જેઓ સાધનાના રૂપમાં પણ ફક્ત શ્રીપ્રભુને જ આશ્રય તરીકે સ્વીકારે છે, તે જીવોને પુષ્ટિજીવ ગણવા જોઇએ.

આપણે શરણાગતિને ઘણા બધા રૂપે જોઇ છે. જ્યારે શરણાગતિ ભક્તિનું કારણ હોય છે, ત્યારે ભક્તિ તેનું કાર્ય બને છે. શરણાગતિ ભક્તિનું અંગ પણ બની શકે છે. આપણે આ શરણાગતિને સ્વતંત્ર શરણાગતિ પણ કહી શકીએ. શ્રીગુસાંઈજીએ સર્વોત્તમસ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીએ 'પૃથકશરણમાર્ગોપદેષ્ટા' નામ આપ્યું છે. તે શરણમાર્ગ એટલે આ વિકલ્પરૂપા શરણાગતિ.

શરણમાર્ગમાં પ્રવેશ કરનારમાં કેટલીક યોગ્યતાઓ હોવી જરૂરી છે, પછી શરણમાર્ગ ભક્તિના અનુકલ્પરૂપ હોય કે વિકલ્પરૂપ. શરણદીક્ષા લેનારે શરણમાર્ગના વિધિ-નિષેધોનું પાલન કરવાનું હોય છે. શ્રીમહાપ્રભુજીએ શરણમાર્ગના વિધિ-નિષેધોનું સાંગોપાંગ વર્ણન પંચશ્લોકી ગ્રંથમાં કર્યું છે, તે દ્વારા આપણે શરણાગતિને સમજવાની પ્રયત્ન કરીશું.

પંચશ્લોકી ગ્રંથના પાંચ શ્લોકોમાં શરૂઆતના સાડાત્રણ શ્લોકોમાં પુષ્ટિભક્તિ સમ્બન્ધિ ઉપદેશ છે, જ્યારે બાકીના દોઢ શ્લોકોમાં શરણાગતિના છ અંગનો ઉપદેશ છે.

**અનુકૂલસ્ય સંકલ્પ[1]: પ્રતિકૂલસ્ય વર્જનમ્[2]**

**કરિષ્યતીતિ વિશ્વાસ[3]: ભર્તૃત્વે વરણં[4] તથા**

**આત્મનૈવેદ્ય[5]-કાર્પણ્યે[6] ષડ્વિધા શરણાગતિ: ।।**

**શરણાગતિમાં પ્રથમ છે, અનુકૂલસ્ય સંકલ્પ :-**

શરણાગતિનું આ મહત્ત્વપૂર્ણ અંગ છે. જીવે દરેક કાર્યો શ્રીપ્રભુની અનુકૂળતાને અનુરૂપ જ કરવા જોઇએ. દરેક કાર્ય પ્રભુને શરણે રહીને જ કરવા જોઇએ. એટલે કે દરેક કાર્ય કરતી વખતે જીવે નિ:સાધનતાનો ભાવ રાખવો જોઇએ. એને જ શ્રીપ્રભુને અનુરૂપ સંકલ્પ કર્યો એમ કહી શકાય.

**શરણાતિમાં દ્વિતીય છે, પ્રતિકૂલસ્ય વર્જનમ્ :-**

જે પણ ક્રિયા/ભાવ પુષ્ટિ-શરણાગતિનાં ક્રિયા/ભાવની વિરોધિ હોય તેનો તો ત્યાગ જ કર્તવ્ય છે. શરણાગતિના પ્રથમ અંગમાં તેની ઈતિ-કર્તવ્યાનું વર્ણન કર્યું અને દ્વિતીય અંગમાં તેના વિરોધી ધર્મના ત્યાગનું વર્ણન છે.

**શરણાગતિમાં તૃતિય છે, કરિષ્યતિ ઈતિ વિશ્વાસઃ :-**

શ્રીપ્રભુ બધુ પોતાની ઈચ્છાથી કરે છે, કરશે, એવો દ્દઢ ભાવ રાખવો શરણમાર્ગી જીવો માટે આવશ્યક છે. શ્રીમહાપ્રભુજીએ ષોડશગ્રંથ પૈકીમાં નવરત્ન ગ્રંથમાં પણ એવી જ આજ્ઞા કરે છે, 'પ્રભુ સર્વના ઈશ્વર છે, તેમજ સર્વાત્મા છે. તે પોતાની ઈચ્છાથી અથવા પોતાનાં ભક્તોની અવિકૃત ઈચ્છાથી બધુ સિદ્ધ કરશે. એવો વિશ્વાસ આપણા જેવા શરણાગત સેવક-વૈષ્ણવી જીવોએ રાખવો જરૂરી છે.

**શરણાગતિમાં ચતુર્થ છે, ભર્તૃત્વે વરણમ્ :-**

શરણાગતિ સિદ્ધ થવા માટે શ્રીપ્રભુને પોતાનાં સ્વામી માનવા અનિવાર્ય છે. શ્રીપ્રભુને સર્વેશ્વર, પરબ્રહ્મ, ભગવાન્, માનવાથી અન્ય દેવી-દેવતાઓ શ્રીપ્રભુનાં અંગરૂપ હોવાથી આશ્રય તો મુખ્ય એક શ્રીકૃષ્ણનો જ લેવાની વૃત્તિ રાખવી જોઇએ. અને એકમાત્ર શ્રીપ્રભુને જ સ્વામી માનીને સર્વ કાયી કરવાં જોઇએ. જીવે આવશ્યક લૌકિક-વૈદિક કાર્યો કરવાં જરૂર પરંતુ તે-તે કાર્યો સ્વધર્મ માનીને ન કરવાં. પરંતુ શ્રીપ્રભુની આજ્ઞા છે, તેમ વિચારી કરવાં. જેમ શ્રીગીતાજીમાં ભગવાનને અર્જુને વિનંતી કરી હતી, 'જેમ આપ (શ્રીકૃષ્ણ) કહો છો, તેમ હું કરીશ'.

**શરણાગતિમાં પંચમ, આત્મનૈવેદ્ય :-**

આત્મનિવેદનમ્, અર્હતિ ઈતિ આત્મનૈવેદ્યમ્, આત્મનિવેદનને લાયક જે હોય તેને આત્મનૈવેદ્ય કહેવાય છે. આ આત્મનિવેદન કયુ? શું ભક્તિમાર્ગીય સમર્પણ અન્તર્ગત આત્મનિવેદન છે તે લેવાનું? શ્રીભાગવતજીમાં કહ્યું છે કે 'જેમ દેહાદિની પ્રિયતા તેમાં રહેલી આત્મા પ્રિય લાગે છે, તે હોય છે, તે જ રીતે જીવાત્માની પ્રિયતાનું કારણ પરમાત્માની પ્રિયતા છે. તેથી શરણાગત જીવ પોતાની આત્મા દ્વારા જ્યારે શ્રીભગવાનને પ્રિય કરી જાણે ત્યારે તેને આત્મનિવેદનરૂપ આશ્રયભાવ સિદ્ધ થયો કહેવાય.

**શરણાગતિમાં ષષ્ઠ છે, કાર્પણ્યતા - દીનતા :-**

શરણાગતિનું એક મુખ્ય અંગ છે દીનતા. પરંતુ આ દીનતા ભગવત્ માહાત્મ્યને કારણે આવવી જોઇએ. કોઇ પણ ક્ષુદ્ર ભાવ કે ભય ના કારણે આવતી દીનતા શરણાગતિની સાધક નહિં બને. ''શ્રીકૃષ્ણ જ સર્વેના સ્વામી છે, તે સર્વ સમર્થ છે, અને હું તેમનો દાસ છું.'' એવો સ્વામી-સેવક ભાવ દ્દઢ થવાને કારણે આવતી દીનતા દ્વારા શરણાગતિ સિદ્ધ થાય છે.

તેથી શરણાગત-પ્રપત્તિમાર્ગી જીવે આ શ્રીમહાપ્રભુ દ્વારા પ્રકટીત પંચશ્લોકી ગ્રંથમાં વર્ણાવેલા શરણાગતિના ષડ્અંગ (૬ અંગો) સહિત શ્રીપ્રભુની જ શરણાગતિ સ્વીકારવી જોઈએ.



## શ્રીવાલ્લભસિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ - એક સમજ

અબ નાગજી ભટ્ટ કી વાર્તા કહેત હૈ, સુ તો પ્રથમ તો શ્રીમહાપ્રભુ સુ નામ પાયે...પાછે જબ શ્રીગુંસાઈજી જબ ગુજરાત પધારે તબ નાગજી ભટ્ટ શ્રીગુંસાઈજી સું બ્રહ્મસંબંધ પાયે...

વાર્તાનો સાર જો આપણે સમજીએ તો એમ સમજી શકાય કે શ્રીમહાપ્રભુજી કેવલ જીવને બ્રહ્મસંબંધ નો'તા આપતા, પણ જીવ ને નામ-સમર્પણ નું દાન પણ પ્રદાન કરતા. તેથી એમ વધુ સમજાય કે જીવની અધિકારીતા પ્રમાણે વરણ કરે છે. અને આપણા માર્ગમાં પ્રવેશ માટે પહેલા નામ-સમર્પણ દીક્ષા થાય અને પછી બ્રહ્મસંબંધ દીક્ષા. જે આપણે ૮૪ વૈષ્ણવોની વાર્તામાં ખૂબજ સરલતાથી જાણી શકીએ છીએ. હવે આ નામ દીક્ષા નો પ્રકાર શો? અને આપણા શ્રીવાલ્લભસિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠમાં કેવી રીતે આપવામાં આવે છે? એક આ વાત પણ આપણે જાણી લેવી જરૂરી છે કે શરણમાર્ગ અને ભક્તિમાર્ગની દીક્ષા (કંઠીદીક્ષા અને બ્રહ્મસંબંધ દીક્ષા) આપવા માટે શાસ્ત્ર સંમત વ્યવસ્થા અને સામર્થ્ય કેવળ પૂજ્ય શ્રીઆચાર્ય-ગુરુચરણોનેજ હોય છે. તેથી કોઈપણ દીક્ષા (કંઠીદીક્ષા કે બ્રહ્મસંબંધ દીક્ષા) પોતાનાજ ગુરુ-ઘરના આચાર્ય સ્થાને બિરાજતા પૂજ્યચરણો પાસેથી ગ્રહણ કરવી જોઈએ; અન્ય કોઈપણ વ્યક્તિ પાસેથી કંઠી ગ્રહણ કરવી તે શાસ્ત્ર અને સિદ્ધાંત વિરુદ્ધ છે અને તેનાથી આપણું કાંઈ પણ અલૌકિક કે લૌકિક હિત સિદ્ધ થતું નથી.

## ચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના ઘરમાં દીક્ષાસંબંધી મહત્વપૂર્ણ સૂચના :-

શરણમાર્ગીય દીક્ષા ગ્રહણ કરતા પૂર્વ થોડી જરૂરી વાતો જાણવી ખૂબજ જરૂરી છે.

૧. દીક્ષાનું સ્વરૂપ

૨. દીક્ષાનું પ્રયોજન

૩. દીક્ષા લીધા પછી કર્તવ્ય નિર્વાહ

સર્વ પ્રથમ **દીક્ષાનું સ્વરૂપ** :-

આપણા શ્રીવલ્લભ સંપ્રદાય - પુષ્ટિમાર્ગમાં બે પ્રકારની દીક્ષા આપવામાં આવે છે. પ્રથમ શરણમાર્ગીય દીક્ષા અને બીજી ભક્તિમાર્ગીયા દીક્ષા. શરણમાર્ગીય દીક્ષાને માર્ગીયા બોલચાલની ભાષામાં 'નામ લેવું' અથવા 'કંઠી' લેવી કહેવાય છે અને ભક્તિમાર્ગીય દીક્ષાને 'બ્રહ્મસંબંધ' આથવા 'આત્મનિવેદન' પણ કહેવાય છે. આ બન્ને દીક્ષામાં કોઈ વિશેષ અન્તર નથી. અન્તર જો હોય તો કેવળ પોતાના સ્વભાવાધિકારાનુસાર છે, ન કે શ્રીગોકુલેશને પ્રાપ્તવ્યની દષ્ટિથી! આ બન્ને દીક્ષામાં અવસ્થાભેદ હોવાથી શરણમાર્ગીય દીક્ષા પ્રારંભીક કક્ષાની અને ભક્તિમાર્ગીય દીક્ષા પ્રૌઢ કક્ષાની માનવામાં આવે છે. આ બન્ને દીક્ષાથી શ્રીગોકુલેશની પ્રાપ્તી અવશ્યમ્ભાવી છે.

દરેક વ્યક્તિનો સ્વભાવ, એની પ્રકૃતિ અને એનો અધિકાર બીજા વ્યક્તિથી ભિન્ન હોય છે. ઉદાહરણતયા રમેશ અને વિકાસ બે વિદ્યાર્થી છે. બન્ને એકજ વર્ગમાં અભ્યાસ કરે છે. બન્નેના વિષયો એક સરખા છે. પરીક્ષાની તૈયારી ચાલી રહી છે. રમેશ દિવસમાં ૫ કલાક અભ્યાસ કરે છે અને વિકાસ કેવળ ૩ કલાક અભ્યાસ કરે છે. છતાં પણ વિકાસના ૮૨% અને રમેશને ૭૬% અંક પ્રાપ્ત થયા. વિચારો કેમ આવું? ઠીક એવીજ રીતે દીક્ષા લેતાં પહેલાં આપણે પોતાનો સ્વભાવ, પ્રકૃતિ અને અધિકાર

સમજી લેવો જોઈએ. એ જરૂરી નથી કે દરેક વ્યક્તિ-જીવએ બ્રહ્મસંબંધ દીક્ષા લેવીજ જોઈએ. જીવમાત્રના આવાજ સ્વભાવાધિકાર ભેદરૂપી વૈવિધ્યને ધ્યાનમાં રાખતા શ્રીમહાપ્રભુજીએ બે દીક્ષાઓ પ્રકટ કરી છે. બન્ને દીક્ષાઓના સ્વરૂપ-વિવેચન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે શરણમાર્ગીય દીક્ષાર્થી માટે નામ-સેવાની પ્રધાનતા છે, અને ભક્તિમાર્ગીય દીક્ષાર્થી માટે શ્રીગોકુલેશની સ્વરૂપસેવા. સંપ્રદાયમાં આપણા શ્રીચતુર્થગૃહની પરંપરામાં મુખ્યત પાંચ આરાધ્ય સ્વરૂપ છે -

૧. મહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ

૨. શ્રીગોપીનાથ / શ્રીગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથપ્રભુચરણ

૩. ચતુર્થશ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્યચતુર્થપીઠાધીશ્વર ગાદીપતિ શ્રીગોકુલનાથપ્રભુચરણ

૪. શ્રીયમુનાજી

૫. ભગવાન શ્રીકૃષ્ણ (શ્રીગોકુલેશ)

આ પાચેં આરાધ્ય સ્વરૂપોની સ્તોત્રપાઠનાં સ્વરૂપમાં સ્તુતિ, પાર્થના કરવી એજ નામસ્મરણ કહેવાય છે. આ નામસ્મરણનું સ્વરૂપ એવું છે કે ૧૦ વર્ષના બાળક પણ આજ નામસ્મરણનું સંપાદન કરતાં ૮૦ વર્ષીય વૃદ્ધ પણ! વિશેષ તો ***અધિકસ્ય અધિકં ફલમ્*** પણ કહેવાય છે, આત્મકલ્યાણના શ્રીમહાપ્રભુ ઉપદિષ્ટ આ દિવ્ય પથ પર એમનીજ કૃપાથી જેટલાં આગળ વધવા માંગતા હોઈએ આંખ બંધ કરીને પણ દોડી શકાય. શ્રીમહાપ્રભુજી પોતાના જીવોને આશ્વાસિત પણ કરે છે કે,

**માર્ગોયં સર્વમાર્ગાણામુત્તમઃ પરિકીર્તિતઃ ।**

**યત્ર પાતભયં નાસ્તિ મોચકઃ હિ સર્વથા યતઃ ।।** (સર્વનિર્ણય નિ.પ્ર. ૨૨૨)

આ નામસ્મરણમાં સ્તોત્રો એવં પાઠ ઈત્યાદી દ્વારા આપણા આરાધ્ય સ્વરૂપોના ગુણગાન કરાય છે. આ સ્તોત્રોમાં એમના નામ, સ્વરૂપ, ગુણ અને લીલાઓનાં વર્ણન કરવામાં આવ્યા છે. શ્રીમહાપ્રભુની સ્તુતિ *શ્રીસર્વોત્તમ સ્તોત્ર, શ્રીવલ્લભાષ્ટકં, શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતં, વગેરે*. શ્રીગુસાંઈજીની સ્તુતિ *શ્રીનામરત્નાખ્ય સ્તોત્ર, શ્રીવિઠ્ઠલેશ સ્તવઃ, વગેરે.* શ્રીગોકુલેશ દાદાજીની સ્તુતિ *શ્રીગોકુલેશાષ્ટક, શ્રીગોકુલેશ અષ્ટોત્તરશતનામાવલિ, પાદાષ્ટકમ્, વગેરે.* શ્રીયમુનાજીની સ્તુતિ *શ્રીયમુનાષ્ટક અને શ્રીયમુનાષ્ટપદી, વગેરે*. ભગવાન શ્રીકૃષ્ણ-શ્રીગોકુલેશની સ્તુતિ *શ્રીકૃષ્ણાશ્રય, પુરુષોત્તમસહસ્રનામ, ત્રિવિધલીલાનામાવલી, વગેરે*. આ તમામ સ્તોત્રો દ્વારા આપણે પોતાની નામસ્મરણરૂપી સાધનામાં આત્મકલ્યાણ તરફ અગ્રેસર થઈ શકીએ છીએ. આ નામસ્મરણનો પ્રકાર શ્રીમહાપ્રભુ દ્વારા ઉપદિષ્ટ આત્મકલ્યાણનાં ત્રણ માર્ગોમાંથી દ્વિતિય માર્ગનો બોધ કરાવે છે. તે માર્ગ નિમ્નલિખિત પ્રકારે છે -

*૧. ભગવદ્સેવારૂપી મુખ્ય કલ્પ*

*૨. ભાગવત કથારૂપી વિકલ્પ*

*૩. તીર્થપર્યટનરૂપી અનુકલ્પ*

આજની દેશકાલની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને શ્રેયસ્ત તો એજ છે કે માર્ગીય આત્મોત્કર્ષ શરણદીક્ષા લઈનેજ કરવામાં આવે. દીક્ષાર્થીએ પૂર્ણરૂપેણ તે સમજી લેવું જોઈએ કે શ્રીમહાપ્રભુ દ્વારા ઉપદિષ્ટ પ્રકારાનુસાર ભગવાન શ્રીકૃષ્ણ (શ્રીગોકુલેશ)ની સેવા કરી શકશે કે નહીં. ધર્માચરણ પૂર્ણ નૈતિકતા, આસ્થા, શ્રદ્ધા અને પ્રેમથી કરવું જોઈએ.

દ્વિતિય **દીક્ષા પ્રયોજન** :-

હવે દીક્ષાનું સ્વરૂપ સ્પષ્ટ થઇ ગયા પછી દીક્ષા કેમ લેવી જોઇએ? આ વાત સારી રીતે સમજી લેવી જોઇએ. આપણે પ્રાયઃ જોયુ હશે કે પ્રત્યેક વ્યક્તિના સ્વભાવતઃ એક સારી વૃત્તિ કાર્ય કરે છે, અને એ કે કોઇપણ કાર્યમાં મર્મ જાણીનેજ તેમાં પ્રવૃત્ત થવું જોઇએ. આપણા સ્વભાવમાં આ પ્રકારની વૃત્તિ હોવી તે આપના બુદ્ધિ કૌશલ્યના દ્યોતક છે. દાખલા તરીકે જ્યારે આપણે બજારમાં કોઇ વસ્તુ ખરીદવા જઇએ છીએ અને આપણા સંતોષાનુસાર આપણને તે વસ્તુ પ્રાપ્ત નથી થતી, તો આપણે ખરીદતા પહેલા ૧૦ વાર આપણે વિચારીએ છીએ કે શું આ વસ્તુ લેવાથી મને કોઇ નુક્સાન તો નથી ને? બસ, આને જ સોચ-વિચાર કહેવાય છે. અફસોસ એ વાતનો છે કે લોકમાં આપણી વિચાર જેટલી બખૂબી ચાલે છે, તેટલી લોકેતર એટલે અલૌકિક અથવા ધર્મનાં વિષયમાં નથી ચાલતી. પરિણામ એ આવે છે કે આપણી સામે ધર્મના નામ પર જે કાઇ પણ દેખાય છે, મળે છે, વેચાય છે, તેને વગર વિચારે, સમજે આપણે ગ્રહણ કરી લેતાં હોઇએ. આ પરિણામથી, અગર પ્રભુકૃપા થઇ જાય તો, સિખ અવશ્ય મળે છે પણ ત્યાં સુધી...?

આપણા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં એક વધું મોટી માનસિકતા વ્યાપ્ત થઇ ગઇ છે કે યદિ બ્રહ્મસંબંધ ન લીધું તો

૧. ઘરના વડીલો, બ્રહ્મસંબંધથી અદીક્ષિત વ્યક્તિના હાથે કંઇ પણ (અન્ન, જલ વગેરે) ગ્રહણ નહીં કરે.

૨. જૈ જૈ! ગરમીઓની રજા આવી રહી છે, નૈનિતાલ-મસૂરી ફરવા જવું છે. વચમાં હરિદ્વાર પણ આવે છે, વિચારીએ છીએ કે સમય મળે તો શ્રીમહાપ્રભુજીની બેઠકજીએ જઇ આવીએ. એટલે કૃપા કરીને બ્રહ્મસંબંધ દઇ દ્યો. તો લૌકિક સાથે અલૌકિક નું સંયોજન થઇ જાય. એક તીર બે શિકાર !!

જોયું ! કેવી વિકૃત માન્યતાઓથી ગ્રસિત થઇ ગયા છે આપણે? એક સામાન્ય વાત સમજવી મુશ્કિલ થઇ જાય છે કે આ દિવ્ય માર્ગ શ્રીવલ્લભાધિશનો છે તો આમાં નિયમ પણ એમનાજ ચાલશે! મારા કે તમારા નહીં !! અસ્તુ..

ત્રિતિય **<u>દીક્ષા લીધા પછી કર્તવ્ય નિર્વાહ</u>** :-

હવે આપણે સૌથી મહત્વપૂર્ણ મુદ્દા પર આવી ગયા છીએ. આપણે સર્વે જાણીએ છીએ કે કોઇ પણ કાર્યને સુયોજિત ઢંગથી આગળ વધારવા માટે, તે કાર્ય સંબંધિત બધી વાતોં ને સારી રીતે શૂક્ષ્મતાથી અધ્યયન કરી લેવું જોઇએ. બસ એવીજ રીતે દીક્ષા લઇ ને સુયોજિત પ્રકારે આત્મોત્કર્ષ પ્રાપ્ત કરવા માટે આવશ્યક છે આપણે દીક્ષા બાદ આપણા કર્તવ્યોનો નિર્વાહ અતિ-સૂક્ષ્મતાથી કરીએ. નિમ્નાંકિત વાતો આપણા શરણમાર્ગીય અને ભક્તિમાર્ગીય વિકાસમાં અનુકુલ બનશે

૧. શ્રીમહાપ્રભુ ઉપદિષ્ટ સિદ્ધાંતોને જીવનમાં આચરણ.

૨. નામસ્મરણની સાધના - પ્રણાલીનો પ્રતિદિવસ આચરણ.

૩. આપણી વેશ-ભૂષા, આચાર-વિચાર, ખાન-પાન એવં વ્યવહારમાં આડમ્બરરહિત વૈષ્ણવતાની પ્રતિતિ થવી જોઇએ.

૪. શાસ્ત્રોક્ત ત્યાજ્ય ખાદ્ય-પેય પદાર્થોનું (કાંદા-લસણ, બીઅર-મદીરા, વગેરે) સેવન ન કરવું.

૫. પોતાના ગુરુઘરની અનન્યતા હોવી અને ગુરુદ્વારથી પ્રાપ્ત શ્રીમહાપ્રભુ ઉપદિષ્ટ સિદ્ધાંત સમ્મત આજ્ઞા શિરોધાર્ય કરવામાં તત્પરતા હોવી. શાસ્ત્રોક્ત મર્યાદાનુસાર ગુરુપૂજન, ચરણસ્પર્શ, કેસરસ્નાન અને અધરામૃત કેવળ પોતાના શ્રીગુરુદ્વારથી જ ગ્રહણ કરવું.

૬. ઘરમાં વૈષ્ણવ વાતાવરણને અનુકૂલ વ્યવસ્થા કરવી.

૭. વર્તમાન સમયમાં પ્રચલિત શ્રીમહાપ્રભુના સિદ્ધાંતોથી વિરુદ્ધ અને વિપરિત ચાલી રહી સંસ્થાઓમાં કોઇ પણ પ્રકારનો સહયોગ ન આપવો.

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# શ્રીચતુર્થપીઠ - શ્રીગોકુલનાથજીના ઘરની કંઠીદીક્ષા (શરણદીક્ષા-નામદીક્ષા)

## અંગે સામાન્ય સૂચનાઓ વિશેષ નોંધ:

૧. શરણદીક્ષા એ મનુષ્યની જીવનચર્યામાં થતા દિવ્ય પુનર્જન્મની અલૌકિક ઘટના છે. તે કાંઇ સાધારણ-ધાર્મિક ક્રિયા, સંસ્કાર કે કુળ પરંપરાગત ચાલી આવતો શુષ્ક રિવાજ કે પ્રથા નથી. આથી શરણદીક્ષાના હેતુને સમજવો જોઇએ.

૨. શરણદીક્ષાએ વૈષ્ણવત્વનું પ્રસ્થાપન છે. અષ્ટાક્ષર મહામંત્ર-દાનરૂપી સંસ્કારતિ વૈષ્ણવતાનું સ્વરૂપ સિદ્ધ થાય છે. વૈષ્ણવતાના આ સ્વરૂપને તેના સતત વિચાર અને આચારથી જ જીવનમાં જાળવી શકાશે.

૩. કોઇપણ જાતના લૌકિક વિચારથી, પારિવારિક દબાણથી કે શ્રીબેઠકોમાં ઝારી ભરવાની જરૂરિયાતના પ્રવેશમાત્ર ગણવાના ખ્યાલથી દીક્ષાનો સ્વીકાર કરવો ન જોઇએ - દીક્ષા ગ્રહણ કરવાનો વિચાર ન કરવો જોઇએ, તેમજ દીક્ષા ગ્રહણ ન કરવી જોઇએ.

૪. દૈનિકજીવન અને સમગ્રજીવનમાં જો વૈષ્ણવ જીવનપદ્ધત્તિનો નિર્વાહ થઇ શકે તેમ લાગતું હોય તો અને ત્યારે જ શરણદીક્ષા ગ્રહણ કરવી જોઇએ.

૫. શરણદીક્ષા ગ્રહણ કર્યા પછી ખાન-પાનની શુદ્ધિ જાળવવાનું તથા ભગવાન શ્રીગોકુલેશના સ્વરૂપનું અને લીલાનું અનન્યતાપૂર્વક શ્રવણ, મનન, ચિંતન અને કીર્તન કરતા રહેવાનું અનિવાર્ય બની જાય છે.

૬. યોગ્ય વયની / પરિપક્વ / સમજણી વ્યક્તિએ પોતાના સ્વભાવ અને ઇચ્છાને પૂર્ણરીતે સમજીને તપાસી લીધા પછી જ દીક્ષા ગ્રહણ કરવાનો વિચાર કરવો જોઇએ.

૭. નાની વયનાં બાળકોને કંઠીદીક્ષા અપાવ્યા પછી તેઓની જીવનચર્યા બાબતે વડીલો તરીકે વિચારશૂન્ય બની જતી વ્યક્તિઓ ખરેખર તો બાળકોનું અહિત કરે છે. જો બાળકો વૈષ્ણવતાયુક્ત જીવનપદ્ધતિ ન અપનાવે તો બાળકો અને તેઓના વડીલોનું પોતાનું પણ અહિત થાય.

અર્થાત્ ઉપર જણાવેલ સૂચન ક્રમાંક ૫ અનુસારના વિચાર અને આચારનું અનુસરણ કરવા અને કરાવવા બાબતે ધ્યાન રાખવું તે નૈતિક દૃષ્ટિએ અનિવાર્ય બની જાય છે.

વિશેષ નોંધઃ- શરણમાર્ગ અથવા ભક્તિમાર્ગની દીક્ષા (કંઠીદીક્ષા અથવા બ્રહ્મસંબંધ દીક્ષા) આપવા માટે શાસ્ત્ર સંમત વ્યવસ્થા અને સામર્થ્ય કેવળ પૂજ્ય શ્રીઆચાર્ય-શ્રીગુરુચરણોને જ હોય છે. તેથી કોઇપણ દીક્ષા (કંઠીદીક્ષા કે બ્રહ્મસંબંધ દીક્ષા) પોતાના જ ગુરુઘરના આચાર્ય સ્થાને બિરાજતા પૂજ્યચરણો પાસેથી ગ્રહણ કરવી જોઇએ; અન્ય કોઇપણ વ્યક્તિ પાસેથી કંઠીગ્રહણ કરવી તે શાસ્ત્ર અને સિદ્ધાંત વિરુદ્ધ છે અને તેનાથી આપણું કાંઇ પણ અલૌકિક કે લૌકિક હિત સિદ્ધ થતું નથી.



*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## શરણદીક્ષા - કંઠી લેનાર માટે અનિવાર્ય નિત્ય-નિયમ

- નીચે જણાવેલ પાઠ કરવા :- નમોસ્તુ પાઠ પુસ્તિકા (નાની, ગુર્જરભાષા અને હિન્દીભાષામાં ઉપલબ્ધ): -

→ શ્રીમંગલાચરણ,

→ શ્રીસર્વોત્તમ સ્તોત્ર (શ્રીમહાપ્રભુજીનું સ્મરણ),

→ શ્રીનામરત્નાખ્ય સ્તોત્ર (શ્રીગુસાંઈજીનું સ્મરણ),

→ શ્રીગોકુલેશાષ્ટક (શ્રીગોકુલેશ પ્રભુનું સ્મરણ),

→ શ્રીયમુનાષ્ટક (શ્રીયમુનાજીનું સ્મરણ),

→ શ્રીકૃષ્ણાશ્રય (શ્રીકૃષ્ણનું સ્મરણ)

→ અષ્ટાક્ષર મહામંત્રનું જપ.

- ઉપર જણાવેલ પાઠ સવારે સ્નાન કરીને એક સ્વચ્છ જગ્યા પર બેસીને કરવા. જો આ શક્ય ન હોય તો દિવસ દરમિયાન જ્યારે સમય મળે ત્યારે હાથ - પગ - મોં ધોઇને ચોખ્ખી જગ્યાએ બેસીને પાઠ કરવા.

- પોતાના નિત્યક્રમ અને જીવનક્રમમાં વધુંમાં વધું વૈષ્ણવ સંસ્કાર જાળવવા, એટલે કે રહેણી-કરણી-ખાન-પાન-વ્યવહારમાં પોતાની શક્તિ અનુસાર દરેક વૈષ્ણવતાનું પાલન કરવું.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



**સર્વે વૈષ્ણવોને જૈ જૈ શ્રીગોકુલેશ**

